# માણેકમાળા

ઉર્ફે

## હિત ચિંતનિકા.

આત્મહિત કરવા ભણી, ઈચ્છે છે જે જનઃ
માણેકમાળા પહેરીને, કરવું નિર્મળ મન.


રચનાર,

શ્રીમન્ મુનિ માણેક.



પ્રકાશક,

શ્રી જૈન મિત્ર મંડળ સભા તરફથી
ભગવાનજી ગોબરભાઇ મુ. માંડલ.
(તા. વીરમગામ.)

સંવત ૧૯૬૭—સન ૧૯૧૧.

આવૃત્તિ બીજી—પ્રત ૧૫૦૦.

# અર્પણ પત્રિકા.

શેઠ લાલજીભાઈ નરસીભાઈ.

મુંબાઈ.

આપ શ્રીમાન્ છો છતાં સ્વધર્મ ઉપર પૂર્ણ લાગણી ધરાવો છો; ગ્રંથકર્ત્તા મુનિમાણેક પ્રત્યે અપૂર્વ પૂજ્યબુદ્ધિ ધરાવો છો; ઉછરતા યુવકવર્ગને આપશ્રીથી બનતી સ્હાય આપો છો, અને જૈન કોમના ઉછરતા ભાવિના ભલાની સતત્ ચિંતા કર્યા કરો છો, એવા અનેક સદ્ગુણોથી આકર્ષાઈ આપના કંઠમાં આ માળા અર્પણ કરી કૃતકૃત્ય થઇએ છીએ.

તા. ૯-૧-૧૧. } શ્રી જૈન મિત્રમંડળ.
યુવકવર્ગ-માંડળ.
તા. વિરમગામ.

# પ્રસ્તાવના.

મહાન્ પુરૂષોના ઉમદા વિચારો ગૃહણ કરવાને નિર્મળ બુદ્ધિ હોવી જોઇએ. પરંતુ મોહનામક કટ્ટા શત્રુથી કેદ કરાયેલા સંસારી જીવો મોહ જાળમાં લપટાયેલા હોવાથી તે ગ્રહણ કરી શકતા નથી; તેવાઓને મહાન્ પુરૂષોના શ્રેષ્ટ ગ્રંથો વાંચવા યોગ્ય થવા પોતાની બુદ્ધિ નિર્મળ કરવા અને મોહના પાશમાંથી છોડવવાને માટે મારાં સ્વદુષ્કૃત્યોનાં ભોગવવાં પડેલાં ફળોના અનુભવ રૂપ આ લઘુ ગ્રંથ મેં પૂર્વ પુરૂષોના ગ્રંથોના આધારથી મ્હારી યથાશક્તિ બનાવ્યો છે.

જો કે બાલ્યચેષ્ટા પંડીતોને નિર્માલ્ય લાગે પરંતુ **શુભે યથાशक्ति यतनीयम्** એ સૂત્ર ધ્યાનમાં રાખી આ કાંઇક પ્રયત્ન કર્યો છે; અને તેથી બાળજીવોને કાંઇ પણ તત્વપર રૂચી થશે તો તે પ્રયત્ન હું સફળ માનીશ. ગ્રંથની અંદર કે આત્મનિંદા ગર્ભીત મ્હારૂં ચેષ્ટીત છે તથા કેટલુંક કૃત્રિમ છે. તેના વડે બાળજીવો અધમ કૃત્યોથી અટકશે એમ ધારી આ ગ્રંથ શુદ્ધ સરળ ભાષામાં રચ્યો છે.

સદ્દગુરૂ સેવા એ મનુષ્ય જન્મમાં ભવોદધિ તરવાનું નાવ છે અને તે દ્વારા જે પ્રેરણા થાય છે તેમાં ભાગ્યેજ ન્યૂનતા હોય છે. આ પુસ્તક પણ સદ્દગુરૂસેવા અને તેમના પ્રત્યેની ભક્તીની પ્રેરણાથી નીકળેલા ઉદ્દગારો છે માટે તેમાં

જે કાંઈ જીનાજ્ઞા વિરૂદ્ધ અથવા દોષિત હોય તેની ઉપેક્ષા સજ્જન પુરૂષો કરશે.

કારણ કે:—

દુધ પાણી જુદાં કરી, પીએ છે જ્યમ હંસ;
ત્યમ સદ્‌ગુણ શોધે ગુણી, લેવા તત્વનો અંશ.

આકોલા (પ્રાં. વરાડ) માં પરમપૂજ્ય મુનિરાજ શ્રી દેવમુનિ શ્રીજી તથા સીરપુર જિ. ખાનદેશમાં પૂજ્યશ્રી જયમુનિશ્રીજી એમને જે કાંઇ જ્ઞાન આપી મારાપર ઉપકાર કર્યો છે તેનો આ સ્થળે આભાર માનવાની તક હાથ લઉં છું.

આ પુસ્તક પરમપૂજ્યપાદ, પરમોપકારી, સર્વ સદ્‌ગુણાલંકૃત મુનિ શ્રેષ્ટશ્રી ૧૦૦૮ શ્રી મોહનલાલજી મહારાજ (સ્વર્ગવાસ. સંવત ૧૯૬૩ ના ચૈત્ર વદ ૧૨ ગુરૂવારે સ્ટાન્ડર્ડ બાર વાગે) ના સ્મરણાર્થે ઉક્તશ્રીના અંતેપાસી પન્યાસશ્રી ૧૦૦૮ શ્રી હર્ષમુનિશ્રીના શિષ્યના હાથે લખાયું છે. इति ॐ शान्तिः ३

લી. **મુનિ માણેક.**

પુસ્તકની આ દ્વિતીય આવૃત્તી છપાય છે તેથી પુસ્તકનો લોક લાભ સારો લે છે એમ જાણી સંતોષ થાય છે.

**भाद्रपद शुक्ल अष्टमी १९६६.** — લી. **પ્રકાશક.**

# બીજી આવૃત્તિ વિષે પ્રસ્તાવના.

માણેકમાળામાં સાંસારિક જીવો ધર્મતત્વ દષ્ટિમાં સ્થાપન નથી કરી શકતા ત્યાં સુધી પાંચે ઇંદ્રીઓને વશ થઇ અનેક પ્રકારે દુઃખ ભોગવે છે તેમજ પૈસાથી સર્વ કાર્ય થતું જોઇ ગમે તે પ્રકારે પૈસો મેળવવા પ્રયત્ન કરે છે. અને પૈસાનો સારો ઉપયોગ કરવાની ઇચ્છા ન થવાથી કોઇને પરોપકાર કરવા કે દાન દેવું એ તેને રૂચતું નથી. તેથી પોતાનાં વહાલાંથી વિપરીત થઇ તેના પ્રાણ સુદ્ધાં લેવાને ચૂકતો નથી. અને પૂર્વનું પુણ્ય પૂરૂં થઇ રહેતાં પાછો પોતે પડતી દશામાં આવતાં તેને કોઇ મદદ કરતું નથી. અને પોતાના કરેલા પાપોનું ફળ આ લોકમાંજ ભોગવવા વખત આવે છે અને તેથી મોઢું બતાવવું પણ દુર્લભ થઇ પડે છે.

પણ જેમને સદ્ગુરૂનો સમાગમ હોય છે તેઓ સંસારને એકદમ છોડવા અશક્ત હોવાથી નીતિથી ધંધો કરી ઇંદ્રીઓને કબજામાં રાખી લોકમાં આબરૂ વધારી ધીમે ધીમે પૈસો કમાઇ તેનાં વડે દાન દે છે તથા સુખ ભોગવે છે તો-પણ તેની વૃત્તિ સંસારના દેખીતા સુખથી છુટવાનીજ હોય છે. અને પોતાને સાધુ થવાની યોગ્યતા જોતાં યોગ્ય પુત્રને કે અન્યને ઘરનો કારભાર સોંપી સંસાર ત્યાગે છે.

આવા ઉત્તમના દૃષ્ટાંતથી પેલા દુઃખી થએલા અધમને ઉપગાર કરતાં અધમની અધમતા નીકળી જઇ પોતે પણ ધર્મી થઇ જાય છે.

અને બંને જણા ધર્મ આદરી સદ્‌ગુરૂની સેવામાં તત્પર રહી મનુષ્ય જન્મનું અમુલ્ય ફળ જે મોક્ષ તે પામે છે.

યાદ રાખવું કે સંસારમાં દરેક ચીજ નોકર માન કે ઘર વિગેરે મળેલ હોય તોપણ તેના ઉપર મમત્વ ન રાખતાં ઇંદ્રીય કબજામાં રાખી પરમાર્થપર પ્રેમ રાખવો તો કદી સંકટ આવે નહિ છતાં પૂર્વે કરેલા પાપ ઉદય આવતાં તેવાં સંકટ આવે તોપણ શીઘ્ર દૂર થઇ જાય છે.

કોઇ પણ જીવને ઉપકાર થાય તેવા ગ્રંથ રચવાની ઇચ્છા હોવા છતાં મારા પ્રમાદથી કે મંદ બુદ્ધિથી વિપરીત કે અપ્રિય શબ્દ તેમાં લખાયો હોય તો સુધારી વાંચી ક્ષમા કરજો.

મુનિ માણેક.

# માણેકમાળા.

**મોહ અરિ હણવા થકી, આપ થયા અરિહંત;**
**શિવપદ તેથી પામવા, નમું સદા ભગવંત.**
**દુસ્તર આ ભવ નિધિ વિષે, મોહ મગર બળવંત;**
**ફેરવી ગતિ ગુફા વિષે, પીડા દેત અનંત. ૧**

સંસારમાં દેવ, નારકી, પશુપક્ષી વિગેરે નવનવાં રૂપ ધારણ કરી રાત્રિ દિવસ રખડયાં કરે છે. જેમ સમુદ્રના ઘણા પાણીમાં પડેલા માણસને તરતાં ન આવડવાથી તે ગોથાં ખાય છે અને મગર તેને ગુફામાં લઇ જઈ દુઃખ દે છે તેમ આ દુઃખ પૂર્ણ સંસાર સમુદ્રમાં સપડાયેલા જીવને મોહરૂપી મગર મનુષ્ય, તિર્યંચ, દેવતા અને નારકી એ ચાર ગતિરૂપી ગુફામાં ફેરવ્યાં કરે છે.

**ભાંગ દારૂ પીધા થકી, ઘેલો બનીને જેમ;**
**પડે ગંધાતી ખાડમાં, સમજે મુરખ કેમ. ૨**

જેમ કોઇ ભાંગ કે દારૂ પીને ઘેલો થયો હોય તે પોતાના રસ્તામાં આવતા મળ, મૂત્ર, વિષ્ટા આદિ કચરાથી ભરેલા ખાડામાં અથવાં સજ્જન માણસો જ્યાંથી હમેશ દુર

રહેવા ઇચ્છા ધરાવે છે તેવી ગટરમાં જઇને પડે છે; પણ તે મુરખનો સરદાર સમજતો નથી. તેમજ મોહના નિશામાં ઘેલો થયેલો મુરખ પુનર્જન્મ લઇ ગર્ભાવસ્થાના અસહ્ય દુઃખ ભોગવવા માતાના ઉદરરૂપ ગટરમાં જઇ પડે છે.

**સુવરને વિષ્ટા રૂચે, મૂકી ઘાસ ને અન્ન;**
**ત્યમ મુક્તિ સુખ ત્યાગીને, ભોગ ચહે નિર્ધન. ૩**

પશુનો ખોરાક જે ઘાસ અથવા અનાજ તેને ત્યાગીને ભુંડ વિષ્ટામાં આનંદ માને છે તેમજ આ ધર્મ રૂપી ધન રહિત મુર્ખ અમૃત સમાન ધર્મજન્ય સુખ મુકીને ભોગરૂપી દુર્ગંધીમાં રાચે છે.

**કાદવ વિષ્ટે રાચતાં, પાવે નવ કાંઇ સુખ;**
**તે થકી પણ અધમો જુઓ, હિંસક દેતાં દુઃખ. ૪**

સૌથી ખરાબ એવી દુર્ગંધીમાં રાચતાં છતાં પણ ભુંડને લેશ સુખ મળતું નથી કારણ કે અધમ પુરૂષો તેને સ્વઉદર પૂરણાર્થે મારી નાંખે છે; તેમ આ સંસારમાં ભોગ રૂપી દુર્ગંધીમાં રાચતા ભોગી પુરૂષોને પણ પરસ્ત્રી લંપટ લોકો તેની ગેરહાજરીમાં કુકર્મ કરી ભોગીને દુઃખ દે છે અને કદી જો હિંસક સામે ટક્કર થાય તો બન્ને જણ દુઃખ પામે છે. અગર એમાંથી એકાદ જણ ઓછું વધતું દુઃખ પામે છે.

 

તેમ સ્ત્રીના પતિ રૂપી ભુંડ અને હિંસા રૂપી જાર બન્ને સા-
મસામા લડે છે. તેમાંથી બન્ને મરી જાય છે અગર તો
બન્ને થોડું ઘણું દુઃખ પામે છે.

**અણજાણે પણ મુત્રનો, છાંટો લાગે એક;**
**ઘસી ઘસીને તે ધુએ, ખાળે રાચે દેખ. ૫**

આ ભોગી કુક્કર કદી મુર્ખ હોત અને રાચતો હોત
તો કાંઇ પણ અજાયબી થાત નહીં પરંતુ તે બડો સમજુ
છે; કારણકે કદાચ અણજાણે કોઈ સ્ત્રી પીશાબનો છાંટો પણ
અંગ કે કપડાપર પડે તો તે ઘસી ઘસીને ધોઇ નાંખે છે;
અને છાંટો નાંખનાર સાથે કલેશ કરવા તૈયાર થાય છે. પ-
રંતુ તે સ્ત્રીના દુર્ગંધિદ્વારમાં રાચવા માટે તૈયાર થઇ સ્ત્રીનાં
કડુ વચનો તરફ દુર્લક્ષ આપી તેનો દાસ બની રહે છે. દેખો!
એ શું થોડું આશ્ચર્ય છે!!!

**દાણા જાળે પાથરી, પક્ષી ફસાવે જેમ;**
**સ્ત્રીઓ સ્વાદે જમાડીને, ચુસે સત્વને એમ. ૬**

જેમ પારધી પક્ષીને ફસાવવા જાળમાં દાણા પાથરે
છે અને પક્ષી જ્યારે ફસાય છે ત્યારે તેને પકડી તેનું લોહી
ચૂસી લે છે તેમ આ ભોગી જીવ રૂપી પક્ષીને ઈન્દ્રીયોના
સ્વાદની લાલચ આપી સ્ત્રી રૂપી પારધી તેનું બધું લોહી
ચૂસી લે છે.

**માખી લીંટે જાણતી, પોષણ મારૂં થાય;**
**ધીમે ધીમે ડુબતાં, પ્રાણજ તેના જાય. ૭**

કોઇ પણ અધમે રસ્તામાં લીંટ અથવા શ્લેષ્મ નાંખ્યું હોય અને તેના ઉપર ધુળ નાંખી ન હોય તો માંખી તેના પર બેસી સ્વાદના બ્હાને પ્રાણ ગુમાવે છે. તેમજ ધણી વિનાની અથવા કુલટા સ્ત્રીઓ, જેઓએ પોતાનું અંગ કપડા વડે ઢાંકયું ન હોય તેવી સ્ત્રીઓની અંદર કંગાલ ભોગી જીવ લપટાઇ જતાં પોતાનો પ્રાણ આખરે રીબાઇ રીબાઇને ગુમાવે છે.

**કદી માખી જો છુટીને, ઉડે ફરી આકાશ;**
**નાંખી જાળ કરોળીએ, પેસી પામે નાશ. ૮**

જેમ માંખી શ્લેષ્મ લીંટ વીગેરેમાંથી છુટી જો ઉડવા જાય છે તો તેના ખરડાયેલા પગ કરોળીઆની જાળમાં ચોંટી ફસાઇને મરણ પામે છે તેમ આ નિર્ભાંગી ભોગી કદી તે સ્ત્રીમાંથી છુટયો તો કરોળીઆ જેવા દલાલો તેને વિષયની જાળમાં લાલચ આપી, ફસાવી પ્રાણ હરે છે.

**ભાદરવે શ્વાન રાચીને, જેવા નિર્લજ થાય;**
**તેવી વય યૌવન ગ્રહી, કુકૃત્યે ન લજવાય. ૯**

જેમ ભાદરવા માસમાં શ્વાનો ભોગ ભોગવવામાં નિર્લજ થાય છે તેમજ જ્યારે માણસ યુવાવસ્થામાં પ્રવેશ કરે છે ત્યારે

દુષ્કૃત્યો કરતાં લાજતો નથી. અને હજારો કીડાથી ખવાયેલા અંગવાળી કુતરીની વાંસે દોડીને પણ પોતાની ( શ્વાનની ) ઇચ્છા ( શ્વાન ) પૂર્ણ કરે છે તેમ આ યુવાન ગમે તેવી મલીન કુલટાની પાછળ અથવા વેશ્યાની પાછળ ભટકી તેને ભોગવવા તત્પર થાય છે અને ઘણું દુઃખ પામે છે.

**બિલ્લી ભૂષણ પહેરીને, કે ધોઇને મૂખ;**
**મનોહરતા દેખાડતી, ઉંદરને નહીં સુખ. ૧૦**

કદાચ કોઇ બિલાડીને તેના ધણીએ સારાં આભૂષણો પહેરાવીને-સ્વચ્છ કરીને મનહર બનાવી હોય પરંતુ તેથી ઉંદરને કાંઈ સુખ નથી તેમજ અનેક આભૂષણો પહેરીને, અંગ મોઢું ધોઇને કે શરીર સુગંધીદારં બનાવીને મનહર બનેલી આ ચંદ્રમુખી સ્ત્રી સજ્જનને કોઇ પણ રીતે સુખદાયક નથી.

ભકતવર બ્રહ્માનંદજી કહે છે કેઃ—

**જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઈ ડોલેજી;**
**મગરૂરીમાં અંગ મરોડે, જ્યમ ત્યમ મુખથી બોલેજી. ૧**
**મનમાં જાણે છે મુજ સરીખો, રસીઓ નહીં કોઈ રાગીજી.**
**બહારે તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગેજી. ૨**

એટલે કેઃ—

જે પુરૂષ યુવાવસ્થાને લીધે ઉંદર જેવો બનીને મોહ-

રૂપી દારૂ પી મસ્ત બન્યો હોય તે કુચેષ્ટા કરે છે, અહં-
કારથી વાંકો ચાલે છે અને મારા જેવો અક્કલવાન તથા ચતુર
કોઇ બીજો છેજ નહીં એમ મનમાં સમજે છે. પરંતુ તે
બીચારો જાણુતો નથી કે બિલાડી તેને પકડવા માટે આતુર
થઇને બહાર બેસી રહી છે. પરંતુ જોતજોતામાં બીલાડી
પકડીને તેનો અંત આણે છે. તેમજ સ્ત્રીરૂપી બિલાડી ને
ઉંદરની સઘળી બડાઇઓને ધૂળધાણી કરી પગની રજ ચું-
બતો બનાવે છે.

**ઉઘાડો દીવો રહ્યે, પતંગ જયમ ઝીપલાય;**
**ત્યમ નારીના નેત્રમાં, ભોળોજન ભરમાય. ૧૧**

જેમ પ્રમાદથી દીવા ઉપર ઢાંકણી ન ઢાંકી હોય અને
દીવો ઉઘાડો રહી ગયો હોય અથવા તો દીવો ફાનસમાં
ન મૂક્યો હોય તો પતંગીયું તેને રત્ન જાણી લેવા જતાં તેની
અંદર પડી મરી જાય છે, પરંતુ તેને સુખ મળતું નથી.
તેમ આ સ્ત્રીની દષ્ટીમાં લલચાઇ જનારા પુરૂષોને આનંદ
આનંદ લાગે છે પરંતુ ભોગવવા જતાં પોતાના પ્રાણ ગુ-
માવે છે અને સુખ મળતું નથી.

**મધુર વાણીને સાંભળી, પકડાતો જેમ સાપ;**
**દાંતજ તેના પાડીને, મદારી દે સંતાપ. ૧૨**

જેમ મુરલીના મધુર ગાયનને સાંભળવા આવનાર

સાપને મદારી પકડીને દાંત પાડી નાંખી તેને કરંડીઆમાં પુરી રાખે છે અને તેને નચાવી લોકોને ખુશ કરી પોતાનું ગુજરાન (મદારી) ચલાવે છે તેમ આ નિર્ભાગી મનુષ્ય રૂપી સાપને મોહ મુંઝાવે છે અને છેવટે દુઃખ પામે છે પરન્તુ કેદખાનામાંથી કદી છૂટવાનો વખત આવતો નથી.

**ભમરો કમળ સુગંધીથી, રાત રહે છે કેદ;**
**પ્રાત: હાથી આવીને, દેતો એને ખેદ. ૧૩**

ભમરો કમળની સુગંધીમાં લલચાઇ સૂર્ય આથમે છે પણ નીકળતો નથી અને રાત પડતાં કમળ બીડાઇ જવાથી આખી રાત તેમાં કેદ રહે છે અને સવારે નીકળવાનો વીચાર રાખે છે. પરંતુ પ્રભાતમાંજ હાથી આવીને કમળને ભમરાં સુદ્ધાં ખાઇ જાય છે તેમજ નર રૂપી ભમરો સ્ત્રીની જુવાનીના મદના વાસથી કામીત થઇ આખી જીંદગી તેનાં કેદખાનામાં રહે છે. અને કાળ રૂપી હાથી આવીને તેનો છેવટે નાશ કરે છે.

**હાથી ઇચ્છી ભોગને, પડે ખાડની માંહ્ય;**
**કામ થકી પણ દીન થઇ, પામે દુઃખની લાહ્ય. ૧૪**

તે હાથી પણ હાથણીને ભોગવવા જતાં દગાથી મોટા ખાડામાં ફસાઇ ગાયથી પણ નિર્બળ બની કંગાળ થાય છે અને ભોગ તૃષ્ણા પૂર્ણ ન થવાથી—ચિત્તમાં વિરહાગ્ની પ્રજ્વ-

લિત રહેવાથી–ઘણી પીડા ભોગવે છે, તેમ વીરપુરૂષો પણ સ્ત્રીને ભોગવવા જતાં અનેક જાતની પ્રપંચોની જાળ ગુંથવા રૂપી ખાડામાં પડી પોતાની અક્કલ ગુમાવી શુન્ય બને છે. તેથી સ્ત્રી પણ મળતી નથી અને તેને ભોગવવાની ઇચ્છા પૂર્ણ થતી નથી. તેથી દાહજ્વર આદિ વ્યાધીઓથી પીડાય છે.

**દેખી વાસણ દુધનું, બિલ્લી ઘાલે મુખ;**
**ઉપરથી ધોકા પડે, પામે કેવું દુઃખ. ૧૫**

દુધનું વાસણ ઉઘાડું દેખીને કોઇ બિલાડી દુધ પીવા જલદીથી તેમાં મુખ ઘાલે છે અને તેથી તેની પછવાડે આ-વીને ઘરધણી બધા દિવસનું ભેગું વેર યાદ કરી લાકડીથી હાડકાં પાંસળાં જુદાં કરી નાંખે છે, અને તેના પ્રાણ લે છે. તેમ કોઇની રૂપાળી ગૌરવર્ણી સ્ત્રી એકાંતમાં જોઇ તેના રૂપથી લલચાઇ તેને ભોગવવા જતાં તેનો ઘરધણી આવી તેના બુરા હાલ કરે છે અને પ્રાણ હરે છે.

**મરચું આંબલી ખાઇને, ખસ, દાદર જો થાય;**
**ખણતાં હોંસ આવે ઘણી, પાછળથી પસ્તાય. ૧૬**

જેમ જડ પુરૂષો જીભના સ્વાદથી મરચાં તથા ખ-ટાશના પદાર્થ ખાઇને ખસ અથવા ખરજવાંનો રોગ ઉત્પન્ન કરે છે અને પછી રાત્રી દિવસ ખણીને આનંદ પામે છે, પણ લોહી નીકળી બળતરા થતાં અને દરદ ફેલાય છે

ત્યારે ઘણો પસ્તાવો થાય છે. તેમ આ દુર્ભાગી ભોગી મિષ્ટાન, પાક, વિગેરે દવા ચૂર્ણ ખાઈ પુષ્ટ થઈ વિલાસ કરતાં આનંદ પામે છે. પરંતુ વિલાસમાંથી મુક્ત થયે અશક્તિ આવતાં પસ્તાય છે. વળી ખસનો દરદી જેમ લોહી ઉપર પડ આવતાં ફરી ખણીને પસ્તાય છે તેમ આ ભોગી પુરૂષ પણ શક્તિ આવતાં પાછો ભોગવિલાસમાં પડે છે, અને પાછળથી પસ્તાય છે.

**વાદળના ગર્જન થકી, શ્વાન હડકાયું થાય;**
**ત્યમ સ્ત્રીના ઠમકારથી, મૂરખ જન લલચાય. ૧૭**

મેઘની ગર્જનાથી જેમ કુતરાને હડકવા હાલે છે અને પાંચ સાત દિવસ લોકને કે પશુને કરડી તેમને હડકાયાં બનાવી પોતાના પ્રાણ ગુમાવે છે, તેમજ તે લોકોના પ્રાણ હરે છે. તેમજ સ્ત્રીના ઝાંઝરના ઝણકારથી તથા પગના ઠમકારાથી લલચાઇ નિર્ભાગીજન લલચાઇ મોહાંધ બને છે; અને હડકાયા કુતરા જેવી વર્તણુક ચલાવે છે, વિષયવિલાસમાં વધારે આસક્ત બની બીજાને પણ ઉત્તેજન આપી પોતાના જેવા હડકાયા બનાવે છે, અને છેવટે રીબાઇને પોતે મરે છે.

**કોળ થકી કંટાળીને, છટકું મૂકે જન;**
**પડી કેદમાં ભોગવે, તેવા હાલ દુર્જન. ૧૮**

જેમ ઘરધણી જ્યારે કોળ (ઉંદર જેવું પ્રાણી) ઘરમાં ઘણો બીગાડ કરે છે ત્યારે કંટાળીને છટકું અથવા પાંજરૂં મૂકે છે. તેમાં કોળ ખાવાની લાલચે પેસી સપડાઇને કાગડા કે ગીધોનો ભોગ થઇ પડે છે, તેમ આ વિષયનો લાલચુ દુર્જન છૂપો છૂપો ઘરમાં આવે છે. તેનાથી જ્યારે ઘરધણી કંટાળે છે ત્યારે છૂપો રહીને સીપાઇઓ પાસે તેને પકડાવી દે છે, અને સીપાઇઓ તેની પાસેથી પૈસા કઢાવવા ઘણો હેરાન કરે છે. અને છેવટે ફજેત કરી તેના બુરા હાલ કરે છે.

**બેલોને શણગારીને, જોડે ગાડે જેમ;**
**થાકે ગાડું ખેચતાં, મારે સુખજ કેમ ? ૧૯**

જ્યારે બેલને શણગારી સારૂં ખાવાનું આપી ગાડે જોડે છે, ત્યારે તેને ઘણો આનંદ થાય છે. પરંતુ બોજો ખેંચતાં જ્યારે થાકે છે અને માર પડે છે તથા ધુંસરીના ઘસારાથી નીકળતા લોહી ઉપર બેસતાં જીવડાં કરડવાથી દુઃખ થાય છે; ત્યારે તેને પ્રથમના સુખ ઉપર કંટાળો આવે છે; તેમ આનિર્ભાગી જ્યારે ઉમરલાયક થાય છે અને જ્યારે તેનાં માબાપ તેને શણગારી ખવડાવી પીવડાવી તેના ઉપર સ્રીરૂપી ગાડીનો બોજો મૂકે છે, ત્યારે તેને આનંદ થાય છે. પરંતુ તે બોજો જ્યારે તેનાથી ખેંચાતો નથી ત્યારે તે રાત્રી–દિવસ ઝુરે છે, અને ચિંતાથી યુવાનીમાં

રૂદ્ધ બની જાય છે અને સગાંસંબંધીને ન સંતોષવાથી તેમનો મેણારૂપી માર દાઝયા ઉપર લૂણ જેવો લાગે છે.

**જુવાનીમાં બહુ જોરથી, ભોગે લાગે સ્વાદ;**
**પાપે પછી ડરતો નથી, ન છૂટે તેનો નાદ. ૨૦**

જેમ માતેલો બળદ જુવાનીના જોસથી દોડી ગમે ત્યાં કુવા કે ખાડામાં ગાડું ફેંકી દે છે, અને પછી તે માર ખમે છે તેમ આ માતેલો જુવાનીઓ ભોગ ભોગવવાના સ્વાદથી ગમે ત્યાં ભટકે છે અને પછી કોઇ જગ્યાએ ફસાતાં તેનું ગાડારૂપી કુટુંબ ઘણી દુર્દશામાં આવી પડે છે, અને તેથી તેનાં સગાં તેનું મોત માગે છે, કે આના ફાંસામાંથી આપણે ક્યારે છૂટીએ? પરંતુ તે ભોગી ભોગ ભોગવવા છતાં સંતોષ પામતોજ નથી.

**અગ્ની કાષ્ટ થકી કદી, પામી નહી સંતોષ;**
**ત્યમ તેમાં સંતોષ નહી, પરપર કરતો રોષ. ૨૧**

જેમ અગ્નીમાં ગાડી ભરીને લાકડું નાંખીએ પણ શાંત પામે નહીં તેમ આ નિર્ભાગી હજારો રૂપીઆ ખર્ચી હજારો સ્ત્રીઓ ભોગવ્યા છતાં પણ સંતોષ પામતો નથી અને કોઇ હીતસ્વી શીક્ષા આપે ત્યારે "મારૂં ગમે તે થાઓ તમારે શી પંચાત છે."—એમ કહી લડવા ઉઠે છે.

**થાકયા જયારે ટાંટીઆ, વ્યાધિ વ્યાપ્યો અંગ;**
**મોઢું પણ ફીકું દીસે, વિપરીત એના ઢંગ. ૨૨**

તેલ ખૂટતાં જેમ દીવો ઝાંખો થાય છે તેમ શરીરમાંથી વીર્ય ઓછું થતાં પગ દુખે છે તથા જેમ રાજાના નાસવાથી ચોર લોકો ગામને લૂંટે છે તેમ અંગ રૂપી નગરને વીર્ય રૂપી રાજાના જવાથી રોગ રૂપી ચોરો લૂંટે છે તથા ચહેરો ફીકો પડી જાય છે અને જે મનોહર દેખાવ હતો તે તદ્દન વીપરીત થઇ કદરૂપો દેખાય છે.

**જોઇાં સહુ તિર્યંચમાં, વલી એક અનેક;**
**રાત્રિ દિવસ ભોગો થકી, પીડા થાતી દેખ. ૨૩**

પાંચ ઇન્દ્રિયવાળાં પશુ પક્ષી જળચર વિગેરે દરેકમાં નર માદા હોય છે. કેટલાકમાં એકને અનેક નારીઓ, જેમ એક હાથીને પાંચસો હાથણીઓ, આખા ગામમાં બે ચાર પાડા, દસવીસ કુકડીઓમાં એક કુકડો તેવી રીતે બીજાં પ્રાણીઓ પણ રાત્રી દિવસ ભોગ ભોગવે છે અને કિંચીત તેમને સુખ મળે છે પરંતુ દુઃખ કેટલું ખમવું પડે છે? બોજો ખેંચવો પડે છે, છરી, તલવાર, ચાબખાના માર સહેવા પડે છે તોપણ તેમને સંતોષ થતો નથી.

**થાકે વાહન ખેંચતાં, કે કરતાં વળી વેઠ;**
**લાભ તેમાં મળતો નથી, કોણ ભરે પછી પેટ. ૨૪**

આ સંસારમાં જેમ બળદ કે ઘોડા વિગેરે જો ભાર કે વાહન ખેચતાં થાકી જઇ બંધ પડે તો તેના અધમ માલીકો તેનાથી કાંઈ પણ ફાયદો મળવાનો નથી એમ જાણી તેને પેટ પુરૂં ખાવા આપતા નથી, અને તેથી પણ જો અધમ હોય તો તેને મારીને ચામડું ઉતારી લે છે, તેમ આ સંસારનું પણ સગપણ એવુંજ છેઃ—બાપ કમાતો હોય ત્યાં સુધી પુત્રો તેને વહાલો ગણી ચાકરી કરે, પણ અપંગ, ઘરડો કે માંદો થયો હોય તો વેઠ કોણ કરે, તેમ ધારી કાળજું વીંધે તેવાં વચન બોલી તથા જેવું તેવું ખાવા આપી સંતાપે છે; અને તેથી પણ પુત્રો દુષ્ટ હોય તો તેના ધનના માલીક થવા કે સ્વતંત્ર બનવા તેના પ્રાણ પણ હરે છે.

**પથ્થર જેમ ઘસાઇને, કાળે ગોળજ થાય;**
**(તેમ) નિર્ભાગી દુઃખ બહુ સહી, કોમળ હૈયે થાય. ૨૫**

— જેમ પથ્થર વરસાદથી, પાણીના ધોધથી, કે પવનથી અથડાઇ કુટાઇને ગોળ થાય છે તેમ આ કંગાલ ભોગી દુઃખ ભોગવી કર્મનો બોજો હલકો થતાં હૃદયમાં કોમળ થાય છે તેથી તેને ધર્મ પર કાંઇક શ્રદ્ધા થાય છે.

**દુનિયાંમાં દુઃખીઆં તણાં, દીસે ટોળાં રોજ;**
**એ દુઃખ દુર કરવા ભણી, કોણ કરે છે ખોજ. ૨૬**

આ સંસારમાં જ્યાં જઇએ ત્યાં સૌ પોતાના દુઃખનીજ

વાત કરે છે અને જ્યાં જઇએ ત્યાં ઘણાં દુઃખીઆં નરનારી નજરે પડે છે પરંતુ તે દુઃખ દુર કરવાની ચિંતા કે ઉપાય કરનાર વિરલાજ હોય છે.

**પૈસાના લોભી જુએ, પૈસામાં સહુ સુખ;**
**નીતિ અનીતિ નવ ગણે, ન ગણે અન્યનું દુઃખ. ૨૭**

અહીંઆં જે જોઇએ તે સઘળા પૈસાનાજ લાલચુ છે, સૌ કોઇ પૈસા મેળવવામાં પુણ્ય કે પાપ જોતુંજ નથી, અનીતિના પૈસા છે કે નીતિના પૈસા છે તે પણ કોઇ જોતું નથી. પૈસાજ મેળવવાને હમેશ તત્પર રહે છે કારણ કે મહાત્મા ભર્તૃહરી કહે છે તેમ.

**यस्यास्तिवित्तंसनरःकुलीनः ।**
**सपण्डितःसश्रुतिमान्गुणज्ञः ॥**
**सएववक्तासचदर्शनीयः ।**
**सर्वेगुणाःकाञ्चनमाश्रयन्ते ॥ १ ॥**

જેની પાસે ધન તેજ કુળવાન, ભણેલો, ગુણવાન, તેજ વક્તા, તેજ રૂપાળો—જેટલાં ગુણો તે બધા પૈસાને આશ્રયીને જ છે તેથી સર્વ જગત્ પૈસા મેળવવા માટે નીતિ અનીતિ દૂર કરી ઉદ્યમ કરે છે.

**જંગલમાં વાસો કરે, વેઠે દુઃખ અનેક;**
**સિંહ વાઘ ગર્જન સુણે, કાળજું કઠણ દેખ. ૨૮**

તે પૈસાનો લોભી, ગર્ભીણીના ગર્ભ પાડી નાંખે એવી ચીસો નાંખનાર સિંહ વાઘ આદિ પ્રાણી જેમાં રહે છે તેવા જંગલમાં કાળજું કઠણ કરી મરવું કે ધનવાન થવું એવી આકાંક્ષા રાખી વીચરે છે અને પત્થર જેવી કઠણ છાતી કરીને ધન મેળવવા તત્પર થાય છે.

**મ્હોટા મહાસાગર ફરી, ફરી દ્વીપ અનેક;**
**વ્હાણ ડુબે લઈ પાટીઉં, દુઃખો તેનાં દેખ. ૨૯**

જંગલમાં ધન ન મળતાં દેશાવર જવા તે વહાણમાં ચઢે છે અને રસ્તામાં વાયુના કે પાણીના ચક્રાવામાં ફસાતાં કે ખડકમાં અથડાવાથી વહાણ ભાગી જતાં તે નિર્ભાગી જીવ બચવા સારૂ પાટીયું પકડી કિનારે પહોંચે છે પરંતુ બેભાન થઇ ઘણું દુઃખ પામે છે.

**પહાડ ચડે ખીણે ફરે, ખોદે ભૂમિ પેટ;**
**અધમ અને દુર્જન તણી, કરતો નિત્યે વેઠ. ૩૦**

ધન મેળવવા માટે તે પછી પહાડપર ચઢે છે ખીણોમાં ફરે છે, અને અનેક પ્રયત્નો કરે છે પરંતુ ત્યાં ધન નહિ મળવાથી અધમ અને નીચ મનુષ્યોની ચાકરી પણ કરે છે અને દુઃખ ભોગવે છે.

**પારધીને પક્ષી વિષે, દયા હોય કેમ દિલ;**
**બાળકને પણ લુંટતાં, શું અટકે છે ભીલ. ૩૧**

રાક્ષસ જેવા કઠણ હૃદયના અધમ શેઠીઆઓને તેઓના ગરીબડા મજૂર કે નોકર ઉપર દયા આવતી નથી અને તેઓને રાતના પણ શાંતિ નહીં લેવા દેતાં કનડે છે ત્યારે આ બિચારા નિર્ભાગી ચાકરો રડી રડીને દહાડા પૂરા કરે છે. પરંતુ જેમ પક્ષીને મારતાં પારધીને અને બાળકને લુંટી લઇ મારતાં ભીલને દયા આવતી નથી તેમ આ નરપીશાચ શેઠીઆઓને પણ દયા આવતી નથી.

**ચાકરી કરતાં થાકીને, કીધો શરૂ વેપાર;**
**પૂણ્ય વિહિન નિર્ભાગીને, લાગે ખોટ ઉધાર. ૩૨**

કૃપણ અને નીચ પુરૂષોની ચાકરી કરતાં પણ પેટ પુરતું ન મળવાથી કોઇના આશ્રયથી પછી દુકાન માંડે છે પરંતુ પૈસાનો લોભી હોવાથી લોકોને ઉધારે આપતાં નફાને બદલે મુડી પણ ગુમાવી બેસે છે.

**નીતિમાં થોડું મળે, અનીતિમાં ધનચાય;**
**પારકી થાપણ ઓળવી, મોઢે મીઠો થાય. ૩૩**

પૂણ્યહીન હોઇને ધનમાં વધારો ન થવાથી પછી ઓછું આપવું, વધારે લેવું, લોકોની જમા મૂકેલી થાપણ ખાઇ જવું જુઠું બોલવું, મોઢેથી મીઠું બોલી સાહુકાર થવું એમ કરી

થોડી ઘણી પુંજી એકઠી કરે છે. પણ કીધેલાં પાપોથી પર-લોકને વીસારી મૂકવા છતાં પણ આ લોકનો ભય વીસરતો નથી અને રાત્રે ઉંઘ પણ આવતી નથી.

**ઘી માંહે ચરબી ભરી, નવા જુના સંભેળ;**
**દાણચોરી પણ બહુ કરી, કરે ચોરોથી મેળ. ૩૪**

જ્યારે કપટ શીખ્યો અને તેમાં લલચાયો ત્યારે ઘી માં ચરબી મેળવી માલ જુનો નવો એકઠો કરી વેચ્યો, સર-કારની દાણ ચોરી કરી તથા ચોરોનો માલ સસ્તામાં લઇ ભાગ રાખી ધન વગેરેની તેમને સહાય આપી આશ્રય આપતાં શીખ્યો.

**ધનની જ્યાં લાલચ વધી, ન ગણે કુળની લાજ;**
**દીકરી બેન ગણે નહીં, ન સુણે દીન અવાજ. ૩૫**

હવે જ્યારે ચોરને પણ આશ્રય આપ્યો ત્યારે કુળની લાજ એટલે હું કોણ, મારા બાપની આબરૂ કેવી વગેરે ઘણું ભુલી જઇ દીકરી તથા બેનનો પણ માલ લે તેમજ તેમની તરફથી લેવાના માલમાં નફા ઉપરાંત રકમ ખાઇ જાય અને જે ગરીબ વિશ્વાસુ હોય તેના દીન અવાજ પણ સાંભળે નહીં.

**સોગન પણ ખોટા બોલે, કુડા કરતો લેખ;**
**ખોટી પણ સાક્ષી ભરે, કરતો પાપ અનેક. ૩૬**

માલ લેનારને કહે કે આટલી મુડી અને આટલો નફો અને ખોટા સોગંદ ખાઇને ગ્રાહકનો વિશ્વાસ બેસાડી નફા ઉપરની ખાઇ જાય, તેમ પરદેશના માલમાં આંકડા પણ ખોટા કરે, પૈસા ખાઇ ખોટી સાક્ષી ભરે પછી ગમે તો સાચો તે જુઠો થાય અને જુઠો તે સાચો થાય, તેની તેને કશી દરકાર હોતી નથી.

**સટ્ટા ને જુગારના, કરે વાયદા વેપાર;**
**કપટકળા બહુ કેળવે, સ્વપ્ને પણ ગમાર. ૩૭**

કપટથી ધન વધતાં સટ્ટાના, જુગારના તથા વાયદાના વેપાર કરે, અને તેમાં કપટ તથા કળાને વાપરી ગરીબોના તથા ભોળાઓના પૈસા લૂટે અને ગરદન કાપે પણ પોતાના પૈસાથી બીજાઓને લલચાવી પોતાના પક્ષમાં લેઇ સામા-વાળાને ફસાવી મોં માગ્યા ભાવ લે કે વેચે તેમ જુગાર રમવામાં ખોટા પાસા કે બીજી નિશાનીઓ કરી ઠગે તથા વાયદાના વ્યાપારમાં છુપો છુપો ઘણો પામું માલ લે; અને માલ લેતાં માલ ન પહોંચવાથી ભાવ ઘણો લે, અને તેથી તે ગમાર રાત્રે પણ ઉંઘમાં–સ્વપ્નમાં અમુક ભાવ લેઇશ એમ બક્યાં કરે છે.

**ખેતર દાહ દેવડાવીને, શોષ્યાં જળનાં સ્થળ;**
**ઝાડી ગહન કપાવીને, સેંકડો ગાળ્યાં હળ. ૩૮**

સારૂં પાકે માટે ખેતરને બળાવ્યાં, ઘઉં વીગેરે સારાં પાકે માટે પાણીનાં જળાશય ખાલી કરાવ્યાં, ઘણી ઝાડીઓ કપાવી તથા હજારો નોકરો તથા બળદો રાખીને જમીનો ખેડાવી, અને પછી ખાતરના છાણના ઢગલા પણ કરવા માંડયા.

**હજારો ભેગા કરી, લાખોમાં લલચાય;**
**અબજે પણ સંતોષ નહીં, ઉદર કેમ ભરાય. ૩૯**

તે લોભીઓ હજારો રૂપીઆ કમાયો પણ સંતોષ થયો નહીં અને લાખ મેળવવાના લોભમાં પડયો. વળી કરોડપતી અને અબજપતી થતાં પણ લક્ષ્મી મેળવવાની ઇચ્છા પૂર્ણ થઇ નહીં, અને જેમ મનુષ્યનું ઉદર હમેશાં ખાતાં પણ ભરાતું નથી તેમ તેની પણ તૃષ્ણા પૂર્ણ થતી નથી.

**કાકો કંજુસનો ખરો, દાન કેમ દેવાય;**
**દાન દતાં ઓછું થશે, માટે ક્રોધી થાય. ૪૦**

પૈસાદાર થવા છતાં પણ એક ફૂટી બદામ દાનમાં દેતો નથી. કારણ કે ધન આપવાથી ઓછું થાય અને તેની તો વધારે મેળવવાની ઇચ્છા છે તેથી કોઇ માગે તો તેના પર ક્રોધ થાય છે.

**બાલી (શું?) થઇપણ બાપની, આવો અહિંઆં કેમ;**
**મળશે કરો મજુરી તો, લ્હાવો સુખનો એમ. ૪૧**

કોઇ બાપડા અશક્ત થયેલા તેના ઘર આગળ ભીખ માગે તો કહેશે કે શું તમારા બાપની થાપણ મુકી છે તે અહીં આવો છો? માટે મજુરી કરો તો મારા જેવું સુખ મળે અને લ્હાવો પણ મળે.

**કંગાલો ખસતા નથી, દીન કરે જ્યાં મુખ;**
**સીપાઇને હુકમ કરી, સંતાપી દે દુઃખ. ૪૨**

ગામમાં તેના જેવા શ્રીમંતો વસતા નહી હોવાથી તે બાપડાઓ અશક્તતાથી દીન મુખ કરી ઉભા રહે, બેસે કે સુઇ જાય ત્યારે પોતાના સીપાઇઓને હુકમ કરી થપડ મરાવી હેરાન કરે છે અને તે દીન કંગાલોના કરૂણ સ્વર તેના ઘર આગળ નરક ભૂમિની જેમ નારકીના જીવોનો દેખાવ થાય છે.

**સગાં દ્રવ્યના લોભથી, કરતાં તેની સેવ;**
**કૃત્યે આ ચંડાળને, ગરજે મામે દેવ. ૪૩**

આ ધનવંતની તેનાં મિત્ર તથા કુટુંબીઓ ધનને લીધે ઉપાસના કરે છે, અને તે તેનાં આ કૃત્યોથી ચંડાળ જેવો છતાં તેને મોઢે ખોટું ન લાગે માટે આપ તો મહા ગુણવાન પુરૂષ છો વિગેરે શબ્દો કહે પણ પછવાડે તો તેના અવગુણ ગાય છે તે સાંભળી તેને દુઃખ થાય છે.

**નિકળો અહીંથી પાપીઓ, ખાઇ મારૂં ધન;**
**પછવાડે નિંદા કરો, ભલે હોઉં દુર્જન. ૪૪**

હવે પોતાને તેમના ઉપર અતિશય ક્રોધ ચઢવાથી તેમને બહાર કાઢી મુકે છે અને ધમકાવે છે કે એ દુષ્ટો નીકળો ઘરમાંથી તમે મારૂં ધન ખાઇ જઇ નિંદા કરો છો હું દુર્જન છું તો મારૂં ખોટું થશે તેમાં તમારા બાપનું શું જશે? એમ કહી કાહાડી મૂકે છે.

**પ્રિયા પ્રાણ થકી ઘણી, વ્હાલી જોકે મન;**
**કડવાં વેણ બોલ્યા પછી, જીવે શું સજજન. ૪૫**

સગાંને બહાર કાઢયાં પછી કોઇ કહેનાર નહિ હોવાથી અને ગરીબોને અને ભિક્ષુકોને સતાવતો જોઇ સહન ન થવાથી તેની ધર્માત્મા સ્ત્રી એકાંતમાં તેને સમજાવવા લાગી ત્યારે ક્રોધમાં ને ક્રોધમાંજ ઝટ તેનું ગળું દાબી તેના બાર વગાડી દીધા.

**માત મરણ દેખ્યા થકી, પાડી બાળકે બુમ;**
**હણતાં દયા આવે નહીં, ચિત્તમાં છે જે સુમ. ૪૬**

પાંચેક વર્ષના કોમળ બાળકે દૂર ઉભે ઉભે પોતાની માતાને મારી નાંખેલી જોઇને બુમ પાડી અને સ્તબ્ધ થઇ ભોંય પડયું કે તુરત આ સુમના સરદારે તેને પણ પૂરો કરી ભોંયરામાં ખાડો ખોદી દાટી દીધા.

**ખોટા કાગળેથી પછી, ખબર ફેલાવે જન;**
**જાત્રામાં દરિયે ડુબ્યાં, ફરી પરણે હોય ધન. ૪૭**

નોકરો પાસે વાતો કરાવે કે શેઠાણી તથા પુત્ર જાત્રાએ ગયેલાં ત્યાં દરિયામાં ડુબી જવાથી મરણ પામ્યાં તેના ધનને લીધે તેને કન્યા ફરીથી મળે છે પણ આ કંજુસ જીવ પોતાના મનની કે બીજી કોઇ ગુહ્યવાત તેને કહેતો નથી.

**પાપ ઘડો અધૂરો હતો, ત્યાં સુધી રહે પૂણ્ય;**
**પૂણ્ય ન્હાસે દ્રવ્ય કયાં રહે, સુખ પછી રહે શુન્ય. ૪૮**

અનેક પાપ કરવાથી દરિયાના નાવની માફક તેનો પાપનો ઘડો ભરાઇને ફુટે છે અને પૂણ્ય ન્હાસે છે. અને પૂણ્યનો નાશ થવાથી દ્રવ્યનો નાશ થાય છે તો પછી સુખ કેમ રહે ?

**આગ ઓચીંતી લાગીને, સળગ્યા ઘરનાં સાથ;**
**મદદ કોણ દે દુષ્ટને, કુટે માથું અનાથ. ૪૯**

તેના ઘરમાં આગ લાગતાં અને આજુબાજુનાં તેનાં ઘર સળગતાં તે દુષ્ટને કોઇએ મદદ કરી નહીં; અને ઘરમાંથી કોઇ પણ બચી નહિ શકવાથી તે દુષ્ટ માથું કુટીને રડવા લાગે છે.

**લુટયાં ગાડાં ચોરટે, મારી તેને માર;**
**અધમુઓ કાંટા વિષે, નાંખ્યો કરે પોકાર. ૫૦**

હવે કોઇ વખતે માલ ગુમાસ્તા ન ખાઇ જાય તે માટે જાતે લાવતાં જે ચોરોને તેણે પાળેલા તેજ ચોરોએ તેને રસ્તામાં લૂંટી લઇ મારથી અધમુઓ કરી કાંટામાં ફેંકી દીધો અને તે ત્યાં પોકાર કરતો પડી રહ્યો.

**દાણ ચોરી કરતો બહુ, દગો ધણીને દીધ;**
**વિશ્વાસુને લુંટવા, એ દુજનની રીત. ૫૧**

વેપારમાં ઘણો વખત દાણની ચોરી કરતો પરંતુ અધિકારીને લાંચ આપી બચી જતો, પરંતુ એક વખતે લોભથી તેમને કહેલા પૈસા પણ આપ્યા નહીં.

**રાજા મંત્રીને સીપાઈ, ધનના ભિક્ષુક હોય;**
**લાગ આવે મુકે નહીં, ભૂલે ભોળા કોય. ૫૨**

દાણ ચોરીના પૂરાવા સાથે દાણીએ તેને લાગ જોઇને પકડીને રાજાની પાસે તે કંજૂસની ચાડી ખાઇ પકડાવ્યો. રાજાએ તેનું જેટલું ધન દેખ્યું તેટલું લૂંટયું અને મંત્રીને શિક્ષા કરવા સોંપ્યો. મંત્રીએ પણ કાંઇ છૂપું ધન હશે એમ ધારી ખૂબ માર મરાવી લૂંટયો, અને તેને છોડી દઇ સીપાંઇઓને નજર કેદમાં રાખવા સોંપ્યો. સીપાઇઓએ પણ જ્યારે તેને બહુ દુઃખ દીધું ત્યારે જે કાંઇ બાકી હતું તે આપીને તે છૂટયો.

**કંજુસ પહેલાં રંક જે, પછી થયો તે શેઠ;**
**પાછો નિર્ધન તે થતાં, ભરે કેમ એ પેટ. ૫૩**

એક વખત તે રંક હતો તે વખતે તો નોકરી થતી પણ હવે શેઠીઓ થયો. તેને નોકરી શા રીતે ગમે? તેમજ નિર્ધન અને નિર્ભાગીને કોણ મદદ આપે? પેટ ભરવાના પણ સાંસા થઇ પડયા.

**રાતે નીકળ્યો ઘેરથી, વસ્ત્ર એક છે અંગ;**
**રસ્તે થાકયો ચાલતાં, જુઓ લક્ષ્મીનો રંગ. ૫૪**

રાત્રે ઘેરથી તેની પૂંજીમાં બાકી રહેલું અંગે પહેરેલું એક વસ્ત્ર લઇ છૂપી રીતે નીકળી ચાલ્યો; રસ્તામાં ચાલતાં થાકવાથી રસ્તા વચ્ચે બેભાન થઇ પડયો! અહા! શું લક્ષ્મીનો ચમત્કાર છે!

**દિલનો દયાળુ કોઇ એક, થયો રંક શ્રીમંત;**
**ઓળખી તેને ઉંચકયો, ગુણી હોય છે સંત. ૫૫**

તેનો જાણીનો કોઇ :એક રંક નીતિના રસ્તે ધન મેળવતાં ધીમે ધીમે ધનવંત થયેલો, અને પરદેશમાં ઘર કરી રહેલો તેણે આ રંકને રસ્તામાં પડેલો ઓળખ્યો, તેની ધનવંત અવસ્થાનું સુખ અને આ વનમાં કુતરાની માફક પેટમાં ખાડા પડેલા મૂર્છા આવેલી જોઈ ઘણી દયા આવવાથી તેને નોકરો પાસે ગાડામાં નંખાવી ઘેર લઇ જઇ દવા કરી કેટલાક દિવસે શુદ્ધિમાં આણ્યો. કારણ કે સજ્જનો હમેશાં ગુણવાન હોય છે.

**આવ્યો કયારે હું અહીં, કોણ ખૂવડાવે અન્ન;**
**મળી કયાંથી મને સાહેબી, દીસે સુખી તન. ૫૬**

હવે જ્યારે તેને કેટલેક દિવસે શુદ્ધિ આવી ત્યારે સારાં કપડાં, કોમળશય્યા, કહ્યાગરા નોકરો, શોભીતો મ્હેલ, અને રૂચિકારક અન્ન મળતું જોઇ અજાયબ થઇ ગયો અને

કેવી રીતે તું આ રિદ્ધિ પામ્યો છે તેની સમજ તેને પડતી નથી અને ટગર ટગર તાકી રહે છે.

જીત્યા ક્રોધાદિ શત્રુને, કીધું ઇન્દ્રિ દમન;
પાપોથી વિરમ્યા સદા, નિર્મળ જેનું મન. ૫૭
નામ ગુણે દીપાવતા, પહેરી સાધુ વેશ;
તે સાધુ છે જિનના, સૂણીને ઉપદેશ. ૫૮
અણુવૃત ત્યાં આદરી, કીધો પછી વેપાર;
નીતિએ ધંધો કર્યો, ધનનો નહિ સુમાર. ૫૯
દેતા ધન વધતું ઘણું, પરગ્રહ તણું પચ્ચખાણ;
લેનારો મળતો નથી, શોધું પાત્રે દાન. ૬૦
ગૃહ આ જાણ તાહરૂં, મને તારો તું જાણ;
ડર ના દિલમાં ભવ્યજન, શ્રદ્ધા સાચી આણ. ૬૧
ઘોડા રથને પાલખી, ચાકર પુત્ર પરિવાર;
કલેશ કોઇ કાળે નથી, દુષ્કૃત્યે ધિક્કાર. ૬૨
કુટુંબ ત્હારૂં જાણ આ, કર ઇચ્છિત ભોજન;
હવા બગીચે ખાઈ તું, ફુલના જો તું વન. ૬૩
ગુરૂ વાણી સુણવા સદા, કરો સદગુરૂ સેવ;
ઉત્તમ સુગંધી લેઇને, પૂજો તેમ જીન દેવ. ૬૪
ઘણા કાળ મેં ભોગવ્યું, ઇન્દ્રી ભોગનું સુખ;
સંતોષ કોઇ કાળે નહિ, જાણું તેથી દુઃખ. ૬૫
જાણું કુટુંબ જે માહરૂં, તેનો અહિં સંબંધ;
મુઆ પછી નહિં કોઇનું, ફોકટ કર્મના બંધ. ૬૬

ફુલ દીવસે કરમાય છે, રાંધ્યું બગડે અન્ન;
વૃદ્ધ યુવક મરતા સદા, અગ્નિ બળતું તન. ૬૭
વ્હાલી કાયા જે ગણું, તે પણ વીપરીત થાય;
સાબુથી ધોતાં સદા, દુર્ગંધી નવ જાય. ૬૮

તે સજ્જન તેની અજાયબી દુર કરવા હકીકત કહે છે. હે મિત્ર ! અત્રે એક સદ્‌ગુરૂ આવેલ હતા જેના ગુણ ગાવાની મારી શક્તિ નથી પણ તેના થોડા કહું છું.

જેમણે ક્રોધ, માન, માયા, લોભ ત્યાગ કર્યા છે, પાંચ ઇન્દ્રિયનું દમન કર્યું છે અને જીવ હિંસા, જુઠી, ચોરી, સ્ત્રીગમન, પરિગ્રહ, કંચન કામીની જેમણે ત્યાગ કર્યા છે અને તેઓ ગુણે અને નામે સાધુ કહેવાય છે એટલે જેવું બોલે તેવું પાળે તેવા સાધુ પાસે ધર્મ સાંભળી શ્રાવકનાં અણુવ્રત અંગીકાર કર્યાં એટલે ત્રસકાય જીવો મારવા નહીં; કીડી, મંકોડા સર્વ જીવોની રક્ષા કરવી; વિના કારણે એકેન્દ્રિય પાણી, અગ્ની, વાયુ, વનસ્પતી તથા પૃથ્વીકાય જીવોને હણવા નહીં; કન્યાનું સગપણ કરતાં કે ભૂમિ, ઢોર વેચાતાં લેતાં તેમાં અસત્ય બોલવું નહીં; ખોટા લેખ કે જુઠી સાક્ષી ભરવી નહીં; ખોટા તોલે લેવું દેવું નહીં; દાણ ચોરી કરવી નહીં; ચોરોને મદદ કરવી નહીં; કોઇ ચીજમાં ભેળસંભેળ કરવો નહીં; પરસ્ત્રીગમનનો, વિધવા, વેશ્યા અથવા કુંવારીને ભોગવવાનો, સ્વદારાની સાથે પર્વ તીથીએ તથા દિવસે મૈથુન કરવાનો, અનંગ ક્રીડા તથા કામ ચેષ્ટા કરવાનો, કુવચન બોલવાનો

ત્યાગ કરવો; લક્ષ્મી, ઘરબાર, વસ્તુ તથા નોકર ચાકરનો નિયમ કરવો; વેપારમાં દિશિનો તથા ખાવાપીવામાં નિયમ કરવો; પર્વ તિથિ, બીજ, પાંચમ, આઠમ, ચૌદશ, પુનેમ, પર્યુષણ એ દિવસોમાં આંબીલની ઓળી કરવી, રાત્રિ ભોજનનો ત્યાગ કરવો; તિથિ દિવસે લીલોતરીનો ત્યાગ કરવો; કર્માદાનના ધંધા જેમાં ત્રસકાય તેમજ એકેન્દ્રિયની પણ ઘણી હિંસા થતી હોય તેનો ત્યાગ કરવો; અનર્થ દંડ એટલે હિંસાનાં સાધન ઘરમાં એકઠાં કરી ભલાઇ લેવા લોકને દેવાં નહિ; તથા પરાયાં લગ્ન વિવાહ જોડવાનો, નાટક જોવાનો, હીંચકે હીંચવાનો વિગેરેનો ત્યાગ કરવો; હમેશાં બેઘડી સવારસાંજ સામાયિક કરવું; પ્રતિક્રમણ કરી પાપનો પસ્તાવો કરવો, છઠ્ઠા વ્રતનો સંકોચ કરવો; એકાદ રાત્રિ દિવસ અમુક જગ્યા પસંદ કરી તેટલામાં ધર્મ ધ્યાન કરવું; અગ્યારમા વ્રતમાં પર્વ તીથીએ સંસારી વ્યાપાર, શરીર, શોભા, આહાર ત્યાગ, તથા બ્રહ્મચર્ય પાળવાં. પૌષધ કરવો. બારમામાં ગુરૂભક્તિ કરવામાં તથા યથાશક્તિ ધર્મ સ્થળમાં તથા સ્વામી બંધુને મદદ કરવામાં પ્રમાદ કરવો નહીં; બાહ્ય તથા અભ્યંતર તપ કરવાથી કર્મ ઓછાં થાય છે તે કરવામાં, યથાશક્તિ ધર્મના કાર્યમાં વીર્યનો ઉપયોગ કરવામાં, છતી શક્તિએ જ્ઞાન ભણવામાં તથા વૃત્ત પાળવામાં પ્રમાદ કરવો નહીં. ઉપર પ્રમાણે અણુવ્રતો લેવાથી મારૂં ધન વ્યાપારમાં વધ્યું, આખા ગામમાં મારી આબરૂ વધવાથી ગ્રાહકો મારા ત્યાં આવવા લાગ્યાં અને મારૂં ધન હા-

લમાં નિયમ ઉપરાંત વધ્યું છે. સાધુ પૈસા લેતા નથી, શ્રાવક તેમજ અન્ય જનો પૈસે ટકે સુખી છે; અને તેથી કોઈ સુપાત્ર મળે તો ધન આપવા હું વિચાર કરતો હતો એવામાં આપ સુભાગ્યે મળી ગયા માટે આ બધું તમારૂં ગણી નોકર, ચાકર, પાલખી, ઘોડા, રથ, ચાકર, પરિવાર સંભાળજો. ફૂલોની વાડીઓમાં ફરી સુખી થજો, સદ્દગુરૂની અત્રે સદા જોગવાઇ રહે છે તો સુધાવાણી સાંભળજો. જે સુગંધી દ્રવ્ય ઘરમાં છે તે તથા ફૂલો ભોજન વીગેરે તૈયાર થાય તેવડે દિવસમાં ત્રણ વખત જિનેશ્વર દેવની પૂજા કરજો. કદાચ તમારા મનમાં એમ થશે કે આ બધું કેમ હું છોડી દઉં છું પણ કહું છું કે ઘણા વર્ષ સુધી મેં ભોગ ભોગવ્યા પણ સંતોષ થતો નથી તેથી સર્વ દુઃખ માનું છું. તેમજ આ કુટુંબ મારૂં છે તે મુઆ પછી કામ આવનાર નથી તેથી તેને વ્યર્થ કર્મના બંધ કરનારૂં જાણું છું; કારણ કે તેમને માટે આ બગીચા વિગેરેમાં આરંભ કરવા પડે છે. વળી જેમ રાંધેલા અન્નને અને ફૂલોને વાસી રાખવાથી જેમ બગડી જાય છે તેમ યુવાન કે વૃદ્ધ સર્વ મરવાના છે, આ તન બળવાનું, દટાવાનું, કે કાગડાગીધનો ભક્ષ થવાનું છે. વળી જે કાયા વ્હાલી ગણાય છે તેની દુર્ગંધ હમેશાં સાબુથી ધોવાથી પણ નીકળતી નથી.

**ભોગ માંહે રાચ્યા થકી, જન્મ મરણ લેવાય;**
**માતાના ઉદર મહીં, ઉંધે શીર લટકાય. ૬૯**

લોહી વીર્યના બિંદુમાં, કરવો નીજ આવાસ;
આવ્યો રસ માતા તણો, લેવો ત્યાં નવ માસ. ૭૦
અંધારી ગુફા માંહી, ભર્યું વિષ્ટા ને મુત્ર;
લોહી માંસ ને હાડકાં, પૂરાયો ત્યાં પૂત્ર. ૭૧
નીકળે જ્યારે દ્વારથી, કંઠે પ્રાણ કહેવાય;
દુઃખ તેના સૂણવા થકી, કાળજું ફાટી જાય. ૭૨
પડયો આડો જો દ્વારમાં, મરે પુત્ર ને માત;
બહાર કદી જો નીકળે, રોગે થાતી ઘાત. ૭૩
જુવાની આવ્યા પછી, વિષયે રાચે મન;
વિણ પૈસે તે નવ મળે, તેથી શોધે ધન. ૭૪
ધન તન આ વીણસી જતાં, નથી લાગતી વાર;
લૂટે રાત્રે દિવસે, રંક રાય કે બાળ. ૭૫
લાંચ ધાક માને નહીં, માને નહીં કોઇ શીખ;
આઉખું ખુટે આવતો, ઓચીંતો દે બીક. ૭૬
શહેર વન કે પહાડમાં, નદી ગુફા કે ઘેર;
સુતો કે હોય જાગતો, નહીં કરે એ મ્હેર. ૭૭
માતા કે પિતા રડે, રડે વહુ કે બાળ;
ચાકર કે [illegible] રડે, તોય ન છોડે કાળ. ૭૮
જીવતાં સુધી વેઠવી, પુત્ર પુત્રીની પીડ;
જન્મયે પરણ્યે સુખ પણ, રાંડયે મરવે ભીડ. ૭૯
વ્હાલું લાગે આવતાં, જાતાં રો ગણું દુઃખ;
રહેલું પણ સંભાળતાં, ધનથી હોય નહીં સુખ. ૮૦

આગ પાણી ને ચોરટા, લુંટે રાજ્ય પ્રધાન;
ધન માટે ભય પ્રાણને, એવી જનની વાણ. ૮૧
મારે બેટા બાપને, મારે માતને ભ્રાત;
તોપણ ધન નિશ્ચળ નહીં, મરતા નાવે સાથ. ૮૨
નારી રૂપાળી દેખીને, ભોગવવા થાય મન;
કુતરા ચાટે હાડકું, માને સુખદુ જન. ૮૩
અફીણ વ્યસન પડયું ભુલથી, હરતું તનનું તેજ;
ધીમે ધીમે છોડશો, જાણો સમજુ એજ. ૮૪

અને તે ભોગવવામાં રાચ્યાથી જન્મ મરણ કાયમ રહી ફરી જન્મ લેવા માતાના ઉદરમાં ઉંધે મસ્તકે લટકાવું પડે છે. ત્યાં માતાના લોહી અને બાપના વીર્યથી પોષણ થાય છે અને હમેશાં માતાને આવેલો રસ નળી વડે લેવા પડે છે. તે અંધારી ગુફામાં વિષ્ટા, મુત્ર, લોહી માંસ હાડકાં ભરેલાં તેમાં પુત્ર ગોંધાઇ રહે છે અને નવ માસે નીકળતી વખતે પણ કંઠ દબાતાં ઘણી વેદના થાય છે જે સાંભળવાથી કંપારી છૂટે છે અને જો કદાચ દ્વારમાં આડો પડે તો માતા પુત્ર બન્ને મરે છે અને નીકળે તો રોગી થાય છે અને જુવાની આવ્યા પછી વિષયભોગ [illegible] પછી ધન મેળવવા પ્રયત્ન કરે છે. વળી તે ધન તન બગડી જતાં વાર પણ લાગતી નથી. તેમજ કાળ રાત્રિ કે દિવસ જોયા શિવાય, કોઇની પણ શીખામણ માન્યા શિવાય સૌના દેખતાં આંખમાં ધૂળ નાંખીને માણસને ઘસડીને લઇ જાય છે.

ધનનો પણ નાશ થઈ જાય છે. પુત્ર જન્મે કે ધન આવે ત્યારે ઘણો આનંદ થાય છે પરંતુ તેની સંભાળ રાખતાં અને જ્યારે તે જાય છે, ત્યારે સોગણું દુઃખ ઉત્પન્ન થાય છે. ધનથી રાજ્ય તરફનો, ચોર તરફનો, અગ્નિ તરફનો વીગેરે ભય રહે છે. વળી કોઇ વખતે ધનથીજ પ્રાણ ગુમાવવાનો પણ ભય રહે છે. જેને માટે પિતા પુત્રને હણે છે તે ધન છે. ધન અનેક કુકર્મોનું મૂળ છે; છતાં પણ તે નિશ્ચળ રહેતું નથી, ક્ષણભંગુર છે અને મરતાં સાથે આવતું નથી. સ્ત્રી રૂપાળી હોય તો વ્હાલી લાગે છે પરંતુ કુતરાને હાડકું ચાટવામાં જેવું સુખ મળે છે તેવું સુખ તે સ્ત્રીના ભોગીને મળે છે. જેમ પૂર્વના પાપના ઉદયથી કુસોબતને લીધે કોઇને અફીણનું વ્યસન લાગુ પડયું હોય પરંતુ જ્યારે તે જાણે છે કે અફીણ તે સર્વથા દુઃખદાયી છે–વખતસર ન મળે તો ટાંટીઆ તૂટે, પૈસાનું પણ નુકશાન થાય–ત્યારે વૈદની સલાહ લઇ અફીણી વ્યસન છોડી દે છે તેમ મ્હારે પણ હવે ભોગરૂપી વ્યસન ધીમે ધીમે ઓછું કરી સર્વથા મન દૃઢ કરી સાધુનાં પંચ મહાવ્રત લેવાની ઇચ્છા છે.

**માછી જાળથી માછલું, પીંજરેમાંથી પક્ષ;**
**પારધી ફાંસે જીવડા, છૂટવા રાખે લક્ષ. ૮૫**

જાળમાં ફસાયેલું માછલું છૂટવા તરફડે છે, પક્ષી પાંજરામાંથી છૂટી ઉડી જવાનો પ્રયાસ કરે છે અને પારધીના ફાંસામાંથી જનાવરો છૂટવા ઇચ્છે છે ત્યારે મને ભવિષ્યમાં

દુ:ખ થશે એમ જાણીને કોણ વીચાર નહીં કરે કે:—

**હું નિર્ભાગી ક્યાં સુધી, રહીશ ફાંસા માંહ્ય;**
**માન્યા મિત્ર જે માહરા, કામ ન આવે ક્યાંય. ૮૬**

આ સંસારમાં સ્ત્રી પુત્રના ફાંસામાં હું ક્યાં સુધી રહીશ જેને મારાં વ્હાલાં ગણું છું તે મને ક્યાં કામ લાગવાનાં છે. વળી:—

**રેલ ડબામાં બેસતાં, ચડઉતર જે થાય;**
**ભાડું પુરૂં પહોંચતાં, સંબંધે છૂટાય. ૮૭**

આગગાડીના ડબામાં જુદા જુદા સ્ટેશનેથી લોકો ચઢે છે અને પોતાને ઉતરવાની જગ્યા આવતાં ઉતરી જાય છે, તેમજ જ્યારે પૂર્વપૂણ્ય પાપનો સંબંધ પૂરો થાય છે કે તરત મરી જઈ પ્રાણી છૂટાં પડે છે; અને કેટલાંક જન્મ લઇ આવે છે.

**યોધ રાય કે રંક જે, મૂછે ફેરવે હાથ;**
**નારી આંસું નાંખતી, ચાલ્યો મૂકી અનાથ. ૮૮**

બળવાન યોદ્ધા, મોટા રાજા કે ગરીબ જેઓ મૂછપર હાથ નાંખતા હતા. તે પણ પોતાની સ્ત્રીને અનાથ મુકીને ચાલ્યા ગયા. તેથી હવ ગુરૂઉપદેશથી સમજ્યો છું કે:—

**મુક્તિ માર્ગનું બારણું, મેળવી જન અવતાર;**
**વિષય કીચડે ખુંચવ્યો, ક્યારે પામીશ પાર. ૮૯**

મુક્તિ મંદિરના દ્વારરૂપ મનુષ્ય અવતાર મેળવીને વિષય

કાદવમાં ભુંડની માફક ફસાયલો તે હું હવે કયારે છુટીશ અને તે શિવ મંદિરમાં પ્રવેશ કયારે કરીશ.

**ઉંઘ, ધંધો, સંભોગને, ખાવુ પશુની જેમ;**
**મહાવૃત્ત વિના મુકિતનું, પામે સુખજ કેમ. ૯૦**

નિદ્રા લેવી, ધંધો મજુરી કરવી અને સંસાર ભોગવવો તથા ખાવ પીવું તે પશુ તથા માણસને સરખુંજ છે અને શ્રાવકનાં વૃત્તથી દેવલોક પ્રાપ્તી થાય છે તથા મુકિત મેળવવાનું કારણ મહા વૃત્ત છે તો તેના વિના હું શું કરીશ?

**નીતિથી ધન મેળવ્યું, દેવું પાત્રે દાન,**
**ભોગ હવે તું ત્યાગીને, દિક્ષા અંગે આણ, ૯૧**

માટે હવે તો એમજ મનમાં થાય છે કે જે પૂર્વે ધન મેળવ્યું હોય તે જીન પ્રતિમા, જીન મંદીર જ્ઞાન, શ્રાવક, શ્રાવિકા, સાધુ અને સાધ્વી–એ સાત ક્ષેત્રમાં, સુપાત્રદાને, તથા રંક અપંગોને, અનુકંપાદાને, મિત્ર વીગેરેમાં યથાયોગ્ય આપવામાં તથા સગાંવ્હાલાં, તથા દેવ ગુરૂના ગુણના ગાયકને આપવામાં કુટુંબનું નિર્વાહ સારી રીતે થઈ શકે તેવું રાખી બાકીનું ખર્ચી નાખવાનું છે. તે કુટુંબના રક્ષક તરીકે તમનેજ સોંપું છું માટે તમે આજ થકી બધું સંભાળજો. અને

**થાકયો ભારે. મજુરીઓ, લથડયો થૈ અશકત;**
**બોજો તેનો દૂર કરે, સાચો તે છે ભકત. ૯૨**

જેમ કોઇ મજૂર બોજાના વજનથી થાકી લથડયો હોય

તેનો બોજો તે વખતે જે ઉંચકી લે તેજ તેનો ખરો ભક્ત મિત્ર જાણવો માટે તમે મારૂં વચન અંગીકાર કરી મને મોહ રાજાના ફાંસામાંથી છોડાવો.

વખતે પત્થર જેવું જેનું હૃદય હતું અને અજ્ઞાન તથા મિથ્યાત્વનાં પડળથી જેનાં સાચાં નેત્ર ઢંકાઈ ગયાં હતાં તે એકદમ ખુલી ગયાં અને અજાયબી પામ્યો કે શું આ મશ્કરી કરે છે કે આવું દેવલોકનું ઉત્તમ સુખ ત્યાગીને મન આપી દે છે અને વળી પાછો મ્હારો ઉપકાર માને છે. જે ધન મને અનેક પાપ કર્યાથી પણ મળ્યું નહીં અને મેં મેળવ્યું તે ભોગવ્યું નહીં તેમજ ભોગવતાં સુખ મળ્યું નહીં, ગરીબોની વિનતી સ્વીકારી નહીં, સ્ત્રી પુત્રને મેં મારી નાંખ્યાં, ગરીબો તથા વિધવાઓનાં ધન ઓળવી તેમને રડતાં કર્યાં તે ધન માટે કરેલા પાપોનું મને હવે સ્મરણ થાય છે. જો કે મેં તે પાપનું કિંચીત ફળ મેં અહીંઆ ભોગવ્યું છે, નરકાવસ્થા મેં જોઈ છે, સીપાઈ રૂપી જમડાનો માર ખાધા છે, તોપણ હજુ મારી શું દશા થશે? અરે! આ નિર્ભાગી જીવને કરોડો વખત ધિઃક્કાર છે, હે ભગવન! હું કયાં જાઉં, અરે! મારી શું દુર્દશા થશે? મને કોણ શરણ આપશે? જગતમાં મારૂં કોણ છે? હું પાપથી કેમ અને કયારે છૂટીશ? ધિઃક્ક! ધિઃક્ક! ધિઃક્ક! હા! લોભ! હા! માન! હા! ક્રોધ! હા! માયા! તમે બધાએ ભેગાં થઈ મારૂં સર્વ સ્વધર્મ રૂપી ઉત્તમ ધન લુંટી લીધું છે. હા!

નાથ! એમ નિશ્વાસ મૂકી કેળના સ્તંભ માફક ઝટ નીચે પડી તે મૂર્છિત થયો. તેના એકદમ પડવાથી નોકર ચાકરો ચારે બાજુથી દોડી આવ્યા અને શું થયું? શું થયું? એમ પૂછવા લાગ્યા. પણ તે સજ્જન સૌને દુર કરી સુગંધી જલ તથા પંખા વડે છાંટી પાછો જાગૃત કરી શાંતી આપવા લાગ્યો ત્યારે તે અર્ધ જાગૃત અને અર્ધ ઉંઘતો બકવા લાગ્યો કેઃ—

**ધિક્ક નિર્ભાગી દુષ્ટ હું, કીધો સ્ત્રીનો નાશ;**
**પુત્ર પાપીએ મારીયો, કરવા દુર્ગતિ વાસ. ૯૩**

મને ધિક્કાર છે કે મેં દુષ્ટે દુર્ગતિમાં જવા મારાં સ્ત્રી પુત્રનો ઘાત કીધો.

**જીવ હિંસા કીધી ઘણી, જાઠ તણો નહીં પાર;**
**ચોરી ને વ્યભિચારમાં, દીધા અન્યને માર. ૯૪**

વળી પાપના ધંધા કરી, હિંસા કરી, જાુઠું બોલ્યો, કુડા લેખ લખ્યા, ચોરીઓ કરાવી, અને ધનની લોભી એવી અધમ સ્ત્રીઓને દગા દઈ ભોગવી ધન ન આપ્યું, તેમ તેમને માર પણ મરાવ્યા.

**ધનથી નહીં સંતોષ પણ, વધતો લોભ અપાર;**
**ક્રોધુ માન માયા થકી, મુજ પાપી ધિક્કાર. ૯૫**

ધન વધતાં પણ લોભ વધ્યો, ક્રોધ માન માયાની સાથે મળી અઢાર પાપસ્થાનકે મને પથ્થર જેવા હૃદયનો બનાવ્યો, તથા ચાંડાળ, ફાંસીગરૂ, ખુની, નિર્દય અને અધમાધમ

રાક્ષસ જે કોઇ દુનિયામાં પણ દેખ્યો ન હોય તેવો બનાવ્યો એમ કહી બેભાન થઇ પડે છે. વળી જાગૃત થઇ બકે છે કે.:-

**વિષય ભોગના લાલચુ, કરતા પાપ અનેક;**
**વળી પાપો અનુમોદતાં, તેના દુર્ગતિ લેખ. ૯૬**

હાય ! હાય ! મારા જેવા વિષયના લાલચુ અનેક પાપો કરે છે, અને વળી કપટ કરી તથા જુઠું બોલી પોતાની ચાલાકી તથા અક્કલ બીજાને બતાવવા મૂછપર હાથ ફેરવી મોં મલકાવે છે તેથી તે પાપોના ગાઢ બંધનથી આત્માને બાંધી તુરત દુર્ગતિનો લેખ લખાવી ભોગવવા જાય છે.

**ઉભરો દુધનો જે ચડે, ઉછળી ઉછળી જાય;**
**પણ તે પાછો બેસતાં, ઓછું મૂળથી થાય. ૯૭**

જેવી રીતે દુધનો ઉભરો આવે છે ત્યારે વાસણ અર્ધું હોય તે પણ આખું ઉભરાઈ જાય છે, અને જ્યારે ઉભરો બેસે છે ત્યારે તુરત અર્ધાંથી પણ ઓછું દુધ થઇ જાય છે: તેમજ મારા જેવા પાપીઓ દુધના ઉભરા માફક પૈસા વધતા જોઈ લલચાય છે, અને આનંદ પામે છે પણ સરવાળો જોતાં મૂડી પણ ઓછી થાય છે.

**અંધો પણ સંભાળીને, ચાલે રસ્તે ચાલ;**
**લોભે જે અંધો થયો, દેખે શું કંગાલ. ૯૮**

જે જન્મથી આંધળો હોય તે કોઇની મદદથી અગર વીચારી વીચારીને પગ મૂકે છે પણ લોભે આંધળો થયેલો

આ કંગાલ ગમે તેવા દુષ્કૃત્યના ખાડામાં પડતાં વીચાર કરતો નથી.

**માતપિતા તુમ ધન્ય છે, ધન્ય તમારૂં કુળ;**
**ધન્ય નગર તમ વાસનું, ધન્ય ચરણની ધૂળ. ૯૯**

તમારા માતપિતાને ધન્ય છે, તમારા કુળને પણ ધન્ય છે, તમારા રહેવાના નગરને પણ ધન્ય છે અને તમારા ચરણ નીચે આવનાર રજને પણ ધન્ય છે કે આપના જેવા પવિત્ર પુરૂષને જન્મ આપી, કુળને દીપાવી નગરને કૃતાર્થ કર્યું અને મારા જેવા દુષ્ટ કંગાલને બોધ આપી વિપત્તીમાં પડતો આપે બચાવ્યો.

**માતપિતા તે જાણવા, જાણવા પ્યારા મિત્ર;**
**વડીલ તેને જાણવા, શીખવે ધર્મ પવિત્ર. ૧૦૦**

માતપીતા જન્મ આપેથી ઉપકારી થઇ શકતાં નથી પરંતુ સદ્ધર્મને બતાવનાર તેજ માતપીતા, સદ્ધર્મને બતાવ તેજ મીત્ર અને તેજ વડીલ જાણવા.

**ધનના લોભી જે દીસે, તે કુગુરૂનો ત્યાગ;**
**આજ થકી જીનેંના ધર્મના, કરૂં સદ્ગુરૂશું રાગ. ૧૦૧**
**ત્યાગ્યાં કંચન કામિની, તોડી તૃષ્ણા જાળ;**
**સમ છે શત્રુ મિત્રમા, પહેરી ગુણ વરમાળ. ૧૦૨**

આજ સુધી મેં સદ્ગુરૂ ઓળખ્યા નહોતા તેથી જગતમાં અધમો મારૂં ધન લૂંટવા જગત્ ગુરૂ વિગેરે નામો

ધારણ કરી આવતા; પરંતુ હવે તેમનો ત્યાગ કરી જૈનધર્મના નિસ્પૃહી, કંચન કામિનીના ત્યાગી, તૃષ્ણા જાળને તોડનારા, શત્રુમિત્ર પ્રત્યે સમભાવ, અને સદ્દગુણોની માળા મુક્તિરૂપી નારીને પરણવા જેના કંઠમાં રહેલી છે તેજ મારા ગુરૂ આજ થકી થાઓ અને હું આજથી તમારી સાથે તેવા ગુરૂ શોધવા નીકળીશ.

તે સજ્જન તો તેના ઉત્તમ વિચાર તથા આત્મનિંદા ગર્ભિત પશ્ચાત્તાપથી પોતે અજાયબ થઇ વિચારમાં પડયો કે વળી કોને ભારવાહક શોધવો, પણ તેને સંતોષ થયો કે આવા અધમ પણ સુધર્યો તેમાં પોતે નિમિત્ત ભૂત થયો. તેથી તેને આનંદ થયો અને બોલી ઉઠયો કેઃ—

**ધન્ય ધન્ય તુમ શબ્દને, દિક્ષા લેવા વીચાર;**
**ઠોકરથી પણ સમજતા, તે શાણા સરદાર. ૧૦૩**

"અહા! હા! તમારા વીચારને ધન્ય છે કે તમે આ દુઃખ સમુદ્રને તરવા સારૂ નાવ સમાન ચારિત્ર લેવા તૈયાર થયા છો. તે પણ પુરૂષોત્તમ છે કે જે ઠોકર લાગ્યાથી પણ સમજે છે. આ સઘળો પ્રતાપ જીનેશ્વરની વાણીનો છે કારણ કે જીનેશ્વરનું નામ ભાવ સહીત લેતાંજ મોહરૂપી કટ્ટો શત્રુ ન્હાસી જાય છે અને તેનો બંધ ઢીલો પડી જાય છે.

**ચંદનને વીંટી વળ્યાં, દુષ્ટ સર્પનાં વૃંદ;**
**મોરે બેસી સરસ્વતી, આવી કાપે ફંદ. ૧૦૪**

ચંદનને વીંટી વળેલાં સાપનાં વૃંદ સરસ્વતી સાથે મોરને

આવતો જોઇ ત્યાંથી છૂટી નાસી જાય છે તેમ આત્મારૂપી ચંદનને વીંટી વળેલા મોહરૂપી સર્પ સ્યાદ્વાદ મોર પર બેઠેલી જીનેશ્વરની વાણી રૂપી સરસ્વતીને દેખીને મોહ સર્પ આત્મા ચંદનને મૂકી ન્હાસી જાય છે.

**અમૃતથી વાણી ગળી, ખરેખરી છે ચિત્ત;**
**સુર અનેક પીતા સદા, કરવા આત્મનું હિત. ૧૦૫**

દેવો અમૃતનો આહાર કરે છે પરંતુ તેથી પણ અધિક મીઠી જીનની વાણી સૂણવાને કરોડો દેવદેવી સમવસરણમાં આવે છે અને આત્માનું શ્રેય સાધે છે.

**માટે વાર કરો નહીં, નથી કાળની જાણ;**
**કયારે ભાવી લુંટશે, કરશે મુક્તિ હાણ. ૧૦૬**

માટે જો તેવો વિચાર હોય તો પ્રમાદ કરો નહીં કારણ કે કાળ કયારે આવશે તેની ખબર નથી અને મુક્તિ મેળવવી રહી જશે.

**સમયમાત્ર પ્રમાદ નહીં, કર તું હે ગૌતમ!**
**ભાખે વીર જીણંદજી, ગુણ માંહે ઉત્તમ. ૧૦૭.**

પરમપૂજ્ય ચરમ તિર્થંકર શ્રી મહાવીરસ્વામીએ પોતાના પ્રથમ ગણધર શ્રી ગૌતમ સ્વામીને ઉદ્દેશીને કહ્યું છે કે એક ક્ષણ માત્ર પણ આત્મહિત કરવામાં પ્રમાદ ન કરવો અને આત્મહિત તેજ કે આત્માથી અન્ય જે પુદ્દગળ તેનો મોહ પાસ તોડી નાંખવો.

**અષ્ટ કર્મના ભેદ બે, ઘાતી અઘાતી જાણ;**
**ઘાતીમાં મોહ રાજીઓ, છુટે સૌની હાણ. ૧૦૮**

આઠ પ્રકારના કર્મમાં ઘાતી અઘાતી એમ બે ભેદ છે, તેમાં જ્ઞાનાવરણી, દર્શનાવરણી, મોહનીય અને અંતરાય તે ઘાતી છે એટલે તે જ્યાં સુધી હોય ત્યાં સુધી આત્માના સુખનો ઘાત કરે છે અને આત્માનું ખરૂં સ્વરૂપ આત્મા જોઇ શકતો નથી તેથી મૂર્ખ બની વિષયમાં રાચે છે. તે ચારેનો મોહ રાજા છે. બીજાં ચાર વેદનિય, નામ, આયુ અને ગોત્ર તે અઘાતી છે. પ્રથમનાં છુટે તો આ તની પછવાડે જાય છે.

**સદ્‌ગુરૂ શરણું આપજો, અમે છોડયો સંસાર;**
**શીષ નમાવ્યું ચરણમાં, વાણી વીર હિતકાર.**

એ પ્રમાણે બન્નેએ નિશ્ચય કરી કુટુંબ પરિવારનો યોગ્ય બંદોબસ્ત કરી સદ્‌ગુરૂ પાસે જઇ કહ્યું કે અમે સંસાર છોડયો છે અને તમારા ચરણે શીષ નમાવીએ છીએ તેથી તમે અમને તારો.

**વીર વાણીથી તત્વરૂપ, રચી આ માણકમાળ;**
**ભણશે ગણશે તે બહુ, વરશે મંગળમાળ.**
**સજજન સહુ શિક્ષા લહે, દુર્જન શોધે દોષ;**
**અવગણના દોષો તણી, કરશો ધરીને હોંસ.**

**સમાપ્ત.**

થોડા વખતમાં બહાર પડશે

# ધમ્મિલ કુમાર ચરિ:

ભાગ ૧ લો.

જેની અંદર મૂળ સંસ્કૃત શ્લો
સાથે ભાષાંતર ૧૭૦૦ શ્લોકનું આ
વામાં આવશે. ૩૫૦૦ શ્લોકનો પૂર્વ-
ચાર્યનો રચેલો જુનો ગ્રંથ છે. વાંચવાને
સુગમ પડે એવી ઉપકાર બુદ્ધિથી
પૂજ્યશ્રી માણેક મુનિએ તેનું ભાષાંતર
સરળ ગુજરાતી ભાષામાં કર્યું છે.

જલદી નામ નોંધાવો.

**શ્રી જૈન મિત્ર મંડળ સભા.**

માંડળ.

તા. વિરમગામ.